મુખંડાનંદકી જે ॥ સતનારાયણકી જે
રામચંદ્રકી જે ॥ કૃષ્ણ પ્રભુકી જે
રૂ ભગવાનકી જે ॥ સરજુરામસ્વામીકી જે

ॐ

શ્રી રામ શ્રી રામ.

* લક્ષ્મીદાસ ગુરૂ મહારાજકી જે. *

# મરંગ-શ્રી વિષ્ણુ મહેમા

## પદમાળા તથા વિજ્ઞાનબોધ કક્કો.




આ લઘુ પુસ્તક રચી-છપાવી-પ્રસિદ્ધ કરનાર,

પરબ્રહ્મ સરધાળુ વૈષ્ણુભક્ત,

ભીખારામ દેવજી,

રહેવાસી-અમદાવાદ-કુટી મસીદ.



પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦)



સર્વે હક સ્વાધીન રાખ્યા છે.



અમદાવાદ-પાનકોરના નાકે-શ્રી મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.

કીંમત ૦-૨-૦

ૐ શ્રી રામ ૐ ૐ શ્રી રામ

રામ

રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ રામ

રામ રામ રામ રામ

રામ રામ રામ

રામ

ૐ શ્રી રામ ૐ ૐ શ્રી રામ

અમદાવાદ ૬-:૨/



અખંડાનંદજી જે હજો, કે તેમની કીરપા વડે મોક્ષની પ્રાપ્તી પામવા મારી સરધા પરબ્રહ્મમાં લાગેલી રહેજો. સતનારાણ સત લોકના પ્રભુ તથા મહા વિષ્ણુની જે હજો, કે જેમની કીરપાથી ચાર ફળની પ્રાપ્તી થાય છે. શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણચંદ્રની જે હજો, કે જેમની કીરપાવડે ભક્તજનો બંધનથી છુટીને તેમનાં અપાર સંકટો દુર થાય છે તથા ભીડ ભાગે છે. ગુરૂ ભગવાનની જે હજો, કે કુપાજીના દુવારાના પ્રેમહંસ માત્મા થઇ ગયા. તેમના ગુણ તેમના સેવક લોકો અપાર ગાય છે. સ્વામી સરજુદાસજી મહારાજની જે હજો, કે જેમની પવીત્ર વાણી સરજુ ગંગામાં ઘણા દીવસો સ્નાન કરવાથી હમારા મળના દોસો દુર થયા છે તે કથા–સરવણથી હમને જ્ઞાન પ્રાપ્ત થયું ને મનમાં ગુરૂ માનીને તેમની સ્તુતિ કરીએ છીએ. શ્રી ગુરૂમહારાજ લક્ષ્મીદાસ સ્વામીની જે હજો કે જેમણે શુભ જોગમાં દીક્ષા આપી. રામ તારીખ મંત્ર મારા સરવણ દુવારે સંભળાવ્યો તેથી મારા કારજ સીધ થયા છે હું તેમને નમસ્કાર કરૂં છું.

## વિવેચન.

સંવત ૧૯૭૦ ના માગસર વદી ૧૩ ને ગુરૂવાર તા. ૨૫ ડીસેમ્બર સને ૧૯૧૩ ના રોજ ભક્ત બીજલરામ તથા ભાઈ ગોવિંદ તથા ભક્ત લવજી તથા કરશન–તેમાંથી ભક્ત ગોવિંદરામે, મને એક પ્રશ્ન પુછ્યો કે ભક્તજી મહારાજ અરથારથ જાણવાની ઇચ્છાથી અમે ઘણે ઠેકાણે ફરીને સતસંગ કર્યો. અને ભક્ત બીજલરામે બે ચાર ગુરૂ પણ કર્યા ખરા, પણ તેમની પાસેનો બોધ હમારા સાંભળવામાં આવ્યો તે મતવાદી ને તમામ સંસય ભરેલો, તેથી હમને કોઇ પ્રકારની શ્ની

થઇ નહિ તે પછી અમે આપની પાસે બોધ લેવાની ઉપેક્ષા રાખી અને આપનો બોધ ઘણા દીવસો સાંભળવાથી અમારા સઘળા સંસય છેદાઇ ગયા ને હમારાથી સપષ્ટ સમજાયું, તેજ દીવસ તેમના સાથે બોધ સાંભળવા બેઠેલા હરીજનો તથા ભક્તના ભંડારી તેમની વચ્ચે બેસીને ભક્ત બીજલરામે એવો પ્રશ્ન કર્યો કે હે ભક્તજી આપે જે વિષ્ણુ ધર્મ આદી થએલું કહ્યું છે તે કયારનું છે ને તેને કેટલા વરસો થયા હશે તે જણાવવાની ઇચ્છા પુરણ કરો. આ પ્રશ્નનો ઉત્તર-ધન છે હરીજનો આપને ધન છે. આપ જે પ્રશ્ન પુછો છો તેથી મને ઘણો આનંદ આવે છે આપ સરધાથી સાંભળો-જે સનાતન કહેવાય તે શાને સમજવું કે વિચાર કરીએ તો સ્રસ્ટી પહેલું થએલું હોય અને પરંમપરા ચાલુ આવેલું હોય તેને આદી સનાતન જાણવું તેમ કહેવાય છે. તેમ વિચાર કરીએ તો સ્રષ્ટી પહેલાં તો બ્રહ્મા થએલા છે તે પુરાણોમાં સ્પસ્ટ બતાવેલ છે અને તે બ્રહ્મા નારાયણની નાભીથી ઉત્પન્ન થએલા છે. તેવી રીતે શ્રીમદ ભાગવતમાં કહેલું છે. તે બ્રહ્માએ પોતાનું મુળ સોધ્યું પણ ના જડયું, તેના જડવાથી કમળપર બેસીને હજાર વરસ સુધી વિષ્ણુનું તપ કરેલું છે. તે પહેલાં અસંખ્ય જુગો અંધકારમાં વઈ ગએલા છે. પછી દેવ તથા સ્રષ્ટી રચવા સારૂ બ્રહ્માએ વિષ્ણુ ભગવાન પાસે વરદાન માગેલું છે. પહેલી દેવસ્રષ્ટીના આરંભમાં સનકાદીકો ઉત્પન્ન કરેલા અને તેમણે વિષ્ણુ ધર્મમહીમા વીસ્તારેલો છે. તેવીજ રીતે પ્રમાણો આપવાથી આ પુસ્તક ઘણું વધી જાય તેથી ટુંકમાં કહું છું. જુઓ ભાઇઓ વિચાર કરીએ તો ચૌદ મનુઓમણે વિષ્ણું ધર્મ આદીનું માનેલું છે. મનુઓના નામ, તેમના વરસની સંખ્યા તે સરધાથી સાંભળો-કલ્પ તથા માહા કલ્પની સમજ.

ૐ શ્રીરામ ૐ શ્રી રામ.

# કલ્પ તથા મહા કલ્પની સમજ.

આપણા ગણિત સાસ્ત્રમાં ગ્રહ ગણીત કલ્પના આરંભ કાળથી માનેલી છે તે કલ્પ બ્રહ્માનો એક દીવસ મનાય છે. એ એક કલ્પમાં હજાર માહા યુગમાં અર્થાત ચૌદ મનુ વીતી જાય છે અને તેટલાજ ૧૦૦૦ માહા યુગોની અર્થાત બીજા કલ્પની બ્રહ્માની એક રાત્રી માનેલી છે તેવા ૩૬૦ અહો રાત્રી દીનરાત્રીનું બ્રહ્માનું એક વરસ અને તેવા ૧૦૦ વરસોનું બ્રહ્માનું આયુસ માનેલું છે તેને માહા કલ્પ કહે છે.

## ૪ યુગ-માહા યુગ અને મનુના આયુસની સમજ.

૧-પ્રત્યક માહાયુગ સત્ય-૧ ત્રેતા-૨ દ્વાપર-૩ અને કલી-૪ એ એમ ચાર યુગો હોય છે તેને યુગ ચરણ કહે છે સૌથી નાનું યુગચરણ કળીયુગ તે ૪,૩૨૦૦૦ વર્ષનું છે તેથી બમણું અર્થાત ૮,૬૪૦૦૦ વરસોનું યુગચરણ દ્વાપર યુગચરણનું છે. તેથી ત્રણઘણું અર્થાત-૧૨૯૬૦૦૦ વરસોનું યુગચરણ ત્રેતા યુગનું છે, તેથી ચારઘણું અર્થાત ૧૭૨૮૦૦૦ વરસોનું યુગચરણ સતયુગનું છે-એ ચાર યુગો પોતાની સંધી સાથે જાય ત્યારે એક માહા યુગ કહેવાય એ પ્રત્યેક યુગચરણ-યુગના ૧૨ મા ભાગને સંધી કહે છે-તે પ્રમાણે સત્યયુગની સંધીના વરસ ૧,૪૪,૦૦૦ થાય છે. ઓ ત્રેતાયુગની સંધીના વરસ ૧૦૮૦૦૦ અને દ્વાપરયુગની સંધીના વરસ ૭૨,૦૦૦ અને કળજુગની સંધીના વરસ ૩૬,૦૦૦ એ આદી અને અંતના સંધી વરસો સહિત ચારે યુગોના વરસો ૪૩,૨૦,૦૦૦ થાય છે. તેને એક માહાયુગ કહે છે. તેવા ૭૧ માહા યુગોનો એક મનું માનેલ છે. ૨-કલ્પના-૧૪મનુઓનાં નામ ૧-સ્વાયભુ-૨-સ્વારો ચીસ-૩ ઉત્તમ-૪ તામસ ૫-રૈવત-૬-ચાક્ષુષ ૭ વૈવસ્વત ૮ સાવર્ણી ૯ દક્ષસાવર્ણી-૧૦ બ્રહ્મસાવર્ણી-૧૧ ધર્મસાવર્ણી

૧૨ રૂદ્રસાવર્ણી ૧૩ રૌચ્ય સાવર્ણી ૧૪ ભૌતીક સાવર્ણી.—રામ રામ.

## ચાલતા કલ્પ ( બ્રહ્માના પહેલા દીવસ માં ગએલા મનુ યુગ યુગ ચરણ અને તેના ગત વરસોની સમજ.

એક બ્રહ્માના આયુસનું પુરાર્દ્ધ ગયું અર્થાત ૫૦ વરસો ગયા અને હાલ પરાર્ધ ચાલે છે તે પરાર્દ્ધના પ્રથમ વરસના એટલે ૫૧ મા વરસના પ્રથમ દીવસના ૬ મનુઓ ગયા અને ૭ મા વૈવસ્વત મનુના ૨૮ મા માહાયુગનું કળીયુગના મનુ ૪ થુ યુગચરણ ચાલે છે. અને કળીના ૫૦૧૪ વરસો ગયાં. અંકદર ૧,૯૭,૨૯,૦૧૪ આટલા વરસ ગયા છે. તે પહેલાનું વિષ્ણું ધર્મ પરમપરાથી ચાલુ આવેલું છે તે સત્ય છે. બ્રહ્માજીએ ચલાવેલું રૂસી તપસ્વીનું તારણ પવીત્ર ત્રીભુવનમાં વિષ્ણું મહેમા વીસતારેલો છે. કલીયુગમાં શ્રી સ્વામી રામાનંદજીએ વિષ્ણુ ધર્મ મહેમા વીસતારેલો છે તે કલીયુગમાં સ્વામી રામાનંદના સમુક્ષ ચાર સંપ્રદાયો બંધાઇ છે અને સાત અખાડા કહેવાય છે અને સ્વામીજીના પ્રથમ સીસ્ય બાર નાનકદાદુ કબીર સુધાં બાર પંથ કહેવાણા બીજા બાવન સીસ્યોએ બાવન દુવારા બાંધેલા છે. તેમ ભક્ત બીજલરામના પ્રશ્નનો ઉત્તર આવી રીતે બરાબર છે.



# રામરંગ-શ્રી વિષ્ણુ મહેમા.

## પદમાળા તથા વિજ્ઞાનબોધ કક્કા.

### ભીખા ભક્તના રચેલા.



**પદ ૧ લું ( રાગ ) સીયારામ ભરૂસો મુજને ભારી.**

વાલા દરસન દેજો ને રૂદીયામાં રેજો રણછોડજી રઢીયાળારે ટેક-વાલા.
દેવળ ઉપર સોનાની માણું ધોળી ધજાવાળારે વાલા-દરશન-૧
મોર મુગટ સીર કાનુંમે કમુડળ ધનસામ કાનજી કાળારે વાલા-દરશન-૨
કંઠી કંદોરો હાર ગળામાં સોભન્તી વનમાળારે વાલા-દરશન-૩
બાજુબંધ કંકણુ વેડને વીંટીયું જરકસી જામાવાળારે વાલા-દરશન-૪
પટકા પામરી ને પીળાં પીતાંબર ચાલે નહી પગ પાળારે વાલા-દરશન-૫
દાસ ભીખાને દરશન દેજો ગોપીવર ગોવાળારે વાલા-દરશન-૬

**પદ ૨ જુ ( રાગ ) ઉપરનો.**

વારી વારી જાવું તારા ચરણ કમળપર, મુખડાની માયા લાગીરે. ટેક-વાલા
દુવારકાથી પ્રભુ ડાકોર આવ્યા બોડાણાની ભીડ ભાગીરે વાલા-૧
ઉમરેઠમાં પ્રભુ પગલાં પુજાય છે મારૂ ચરણમાં ચીતરયુ લાગીરે વાલા-૨
ગોમતીમાં નાયા ને જળમાં સંતાયા કાબાએ મુરતી માગીરે વાલા-૩
ગંગાબાઇની વાળી સ્વા વાલની તોળાવ્યા ત્રીકમ ત્યાગીરે વાલા-૪
કાબા ગયા ને પ્રભુ ડાકોરમાં રહ્યા નામની નોબત વાગીરે વાલા-૫
દાસ ભીખાને પ્રભુ દરશન દેજો ચરણની સેવા માગીરે વાલા-૬

---

## મંગળા ચરણ-સ્તુતિ ( રાગ ) રાધારમણા.

પ્રથમ પુરૂષ આપ જે જે પ્રથમ પુરૂષ આપ
પ્રકુતી પોતાની પ્રસરી થયા ત્રીવીધી તાપ. જે જે ખીલવીંદ બ્રહ્મ
નીરાકાર નીરગુણ નાથ, જે જે નીરાકાર નીરગુણ નાથ
સાકાર સીરગુણ સ્વામી અંનતો નેત્રને હાથ, જેને ખીલવીંદ બ્રહ્મ
જ્ઞાનરૂપે પુરણ બ્રહ્મ જે જે જ્ઞાનરૂપ પુરણ બ્રહ્મ
વ્યાપક ન્યારા સૌમાં જ્ઞાન થકી પડશે ગમ. જે જે ખીલવીંદ બ્રહ્મ
એકોહમ બહુ રૂપ સ્યામ, જે જે એકોહમ બહુ રૂપ સ્યામ
સૌ ગતી તારી ને તુજમાં, વીનવે ભીખારામ. જે જે ખીલીવીંદ બ્રહ્મ

## ૪. મંગળાચરણ. (ભુજંગી છંદ )

નમુ પરી બ્રહ્મ અખંડ અવીનાસી, અભે પદ આપ પુરણ પ્રકાસી.
આદી એક રામ અનાદી નરખો, પ્રેમ શબ્દ લાગેથી પરમેશ્વર પરખો;
નહી રૂપ રંગ નહી નામ રાસી, નમુ પરીબ્રહ્મ અખંડ અવીનાસી-૧
અક્ષર બ્રહ્મ એથી અગોચર ન્યારા, પુરણ પ્રકાસી અપ્રમ અપારા;
માયા તીત આદી બ્રહ્મ અભેદા નહી આપ જીવ સીવ વાણી વેદા;
ભક્ત ભીખો ચરણ કમળની દાસી નમુ પરીબ્રહ્મ અખંડ અવીનાસી-૨

## ૫. વિજ્ઞાનબોધ કક્કા-ભીખા ભક્તના. (કુંડળીયાની દેશી.)

**ક**કા કરણી કમાવા આવ્યો મનુશ અવતાર-સતગુરૂના સરણમાં મળસે સઘળો સાર મળશે સઘળો સાર ત્રણ પદ પુરા પરખી-ગુરૂ કીપાએ ગોવિંદ રૂદામાં લેજે નીરખી-અસી પદ પુરણ પામતા ટળે ચોરાસી ભાર-કકા કરણી કમાવા આવ્યો મનુસ અવતાર. ૧.

**ખ**ખ્ખા ખોળને ખેપથી જીવ સીવને જોઇ-ઓળખ અરૂપી આત્મા સંશય સઘળો ખોઇ. સંસય સઘળો ખોઇ જીવ પણું જાય જોતા-રજનીમાં રવી ભાણ પ્રકાસે અવિધા ખોતા. અવીધા કેરા મુળ તણો મેલ નાખોને ધોઇ-ખખ્ખા ખોળજે ખેપથી જીવ સીવને જોઇ. ૨.

ગગ્ગા ગુરૂ ગમ જ્ઞાન વિના ભુલ્યો સઘળુ ભાન-કામ ક્રોધ મદ લોભ તણું આવ્યું અભીમાન. આવ્યું અભીમાન વિસ્યો ભોગનો ભોગી-લીંગ શરીર ને લે થયો રાગ દ્રેશમાં રોગી. હરી સંઘાતે હેતથી તનમાં લાગ્યું નહી તાન-ગગા ગુરૂ ગમ ગ્યાન વિના ભુલ્યો સઘળું ભાન. ૩.

ઘધ્ધા ઘર જોયા વિના આતમ કેમ ઓળખાઈ-ગ્યાન દીપક પ્રકાસતા રૂજની તીમર જાય. રૂજની તીમર જાય મળે કોઈ સતગુરૂ સાચા-પુરા ઉતારે પાર અધુરીયા અધ્ધા કાચા. કાચા ગુરૂ નહી કરવા પુરાની પકડો બાંય-ઘધ્ધા ઘર જોયા વિના આતમ કેમ ઓળખાય. ૪.

નન્ના નીરમળ મન થયું ગઈ અવિદ્યા દુર-જ્ઞાન પ્રકાશે ઘટમાં ભાળીએ ભરપુર. ભાળીએ ભરપુર મન બંધાણુ જ્યારે-થયા વિકારો દુર પુરા ગુરૂ મળીયા ત્યારે. દોસ કર્મ લાગે નહી, હરી મળે હજુર-નન્ના નીરમળ મન થયું ગઈ અવિદ્યા દુર. ૫.

ચચ્ચા ચેતી ચાલીએ કાળ તણી છે ફાળ-સરણો લઈએ સ્યામનો દીનોનાથ દયાળ. દીનોનાથ દયાળ અભે પદ આપ સાચું-રીઝે ગુરૂ ગોવિંદ રેય તેમાં શું કાચું. તનથી મનથી તોડીએ માયા મદની લાળ-ચચ્ચા ચેતી ચાલીએ કાળ તણી છે ફાળ. ૬.

છછ્છા છળ બળ કરે કેમ રીઝે કીરતાર-ભક્ત આધીન છે ભુદરો અનાથના આધાર. અનાથના આધાર પુરાને મળસે પ્રીત- જ્ઞાન વિજ્ઞાન વેરાગ રીઝે હરી એવી રીતે. ભક્તિ છે નવ લક્ષણા, જોગ પંદર સાર-છછ્છા છળ બળ કરે કેમ રીઝે કીરતાર. ૭.

જજ્જા જરણા જીરવે તે પામે ફળ ચાર-સમજી પામ્યા સુભ ગતી ગાફલ રહ્યા ગુમાર. ગાફલ રહ્યા ગુમાર કુડીઆ કાગડ કાચા-લાગે નહી સત સંગ પાળે નહી ગુરૂની વાચા. અવનાશી ના ઓળખ્યા તે જનને ધીકાર-જજ્જા જરણા જીરવે તે પામે ફળ ચાર. ૮.

ઝઝા ઝેરી વાયરો અવીદ્યા કેરો વાય—તે વીસે વંતરોળીયો જીવ દસા એ થાય. જીવ દસા એ થાય અધર્મની ધુવર ઉડી—વીકારો વળગ્યા પાંચ કરણી કમાયો કુડી. વીસ્યો ભોગમાં ડુબીને માયામાં બંધાય—ઝઝા ઝેરી વાયરો અવિદ્યા કેરો વાય. ૯.

નન્ના નીજ રૂપ નીરખી એ ત્રીજુ પદ પ્રમાણુ—તીમીર નાશે તે થકી દરસે કોટીક ભાણુ. દરસે કોટીક ભાણુ અવીદ્યા દુરથી ભાગે—તમ પદ તુટી જાય તત્વ પદ હાથ લાગે. ત્રીજુ અસી પદ તે ઉપર જુગતે કરીને જાણુ—નન્ના નીજ રૂપ નીરખે એ ત્રીજુ પદ પરમાણુ. ૧૦.

ટટ્ટા ટેક ના તોડીએ રામનામનો તાર—તે નામથી પથરા તર્યા ઓધરીયા અપાર. ઓધરીયા અપાર વૈષ્ણુ ભક્ત પુરા—કાયર ભાગી જાય સનમુખ રેસે સુરા. ખેલ કરે અઘાતના તો રીઝે કીરતાર—ટટ્ટા ટેક ના તોડીએ રામનામનો તાર. ૧૧.

ઠઠ્ઠા ઠરીને બેસીએ મુકી મમતા માન—વીદ્યા માયા સરસ્વતી તેનું લેવું જ્ઞાન. તેનું લેવું જ્ઞાન ધ્યાન ધણીનું ધરવું—તોડીએ અવિદ્યા બંધ છુટા થૈને ફરવું. પરમારથમાં પરવરી દીજીએ અભેદાન—ઠઠ્ઠા ઠરીને બેસીએ મુકી મમતા માન. ૧૨.

ડડડા ડાપણ ડોળતા આયુસ એળે જાય—બોલે બાર મલકનું તેમાં શું રંધાય. તેમાં શું રંધાય બંધાય ચોરાસીનું ભાડું—બોલ્યું પડે બહાર મરણમાં આવે આડું—લક્ષ ચોરાસી ખાણનો માથે ભાર થાય—ડડડા ડાપણ ડોળતા આયુસ એળે જાય. ૧૩.

ઢઢ્ઢા ઢોલ વાગસે જન્મ મરણનો જાણુ—માંડ્યું તેવું મળશે લાભ વ્રદ્ધને હાણુ, લાભ વ્રદ્ધને હાણુ કરણી તેની કમાણી—કોઇએ લીધો લાભ કોઇની મુડી ગમાણી, ભજન કરો તો છુટશે લક્ષ ચોરાશી ખાણુ—ઢઢ્ઢા ઢોલ વાગસે જન્મ મરણનો જાણુ. ૧૪.

૬૫૬૦



એણા રણ સબંધે મળીયા સર્વે સહી–આવ્યા તેમ જવાના રેવાના કોઇ નહી. રેવાના કોઇ નહી લેણું દેણું પુરૂં થશે–કોઇ પાછળ કોઇ મોર. આવ્યા તે વારે જશે રૂંધ્યો તે અથડાયો લક્ષ ચોરાસી માંહી. એણા રણ સંબંધે મળ્યા સર્વે સહી. ૧૫.

તત્તા ત્રીભોવન ધણી ઇશ્વર આપો આપ–તેને સમરે સુખ પામીએ. જાય પુર્વના પાપ–જાય પુરવના પાપ–તાપ ત્રીવીધી ટળશે. જેને જેવો ભાવ. તેને હરી તેવા થઇ મળશે–અલખ ધણીને ઓળખી જપો અજંપા જાપ. તત્તા ત્રીભોવન ધણી ઇશ્વર આપો આપ. ૧૬.

થથ્થા થાપી ઉથાપસે સૌના માથે કાળ–તે કાળના કાળ પ્રભુ અખંડ દીન દયાળ. અખંડ દીન દયાળ. અમરા અતીત કહીએ–આપે અજીત અવીનાસ સગુણો તેમનો લેએ. બીજી પક્ષ સાકાર છે. પ્રભુ પ્રતીપાળ. થથ્થા થાપી ઉથાપસે સૌના માથે કાળ. ૧૭

દદા દેવળ દેહીમાં જીવ સીવનો વાસ–તત્વ તત્ત પદ ત્યાં સુધી અસીપદ અવીનાશ. અસીપદ અવીનાસ પરબ્રહ્મ તેમને જાણો–અ-ઉ-ને-મ તે ઉપર માત્રાતણો ૐ અક્ષર તે ઉપર મીંડુ અખંડ પ્રકાશ–દદા દેવળ દેહીમાં જીવ સીવનો વાસ. ૧૮.

ધધ્ધા ધેગા છે ધણી ભક્ત આધારણ હાર દુઃખ હરવા સરવે દેવોના થયા ચોવી અવતાર. થયા ચોવીસ અવતાર સાકાર વીના સંકટે કુણ ભાગે. નહી કસો આકાર તેમની પાસે શું માગે ધર્મ સ્થાપી પાપ ઉથાપી હર્યા દુઃખ અપાર. ધધ્ધા ધેગા છે ધણી ભક્ત આધારણ હાર. ૧૯.

નન્ના નૌતમ દેહમાં મળ્યો મનુષ્ય અવતાર, પરમેશ્વરને પામવા સમજ્યા તેને સાર. સમજ્યા તેને સાર કરણી કરે નહી કુડી. સૌથી મનુષ્ય દેહી હરીએ આપી છે રૂડી, આજ કાલમાં જાવું છે તેનો કરો

વિચાર નન્ના નાતમ દેહમાં મળ્યો મનુષ્ય અવતાર. ૨૦.

**પ**પ્પા પ્રેમ લક્ષણા પહેલું પગતીયું સહી, નવધા ભક્તિ નાવમાં બેસીએ તેની માંહી. બેસીએ તેની માંહી ગુરૂ ગમ ગ્નાન પામી દુર થાય સરવે દોસ રેય તેમાં સી ખામી, છુટી ગઈ લીંગ વાસના આવ્યા ગમન નહી. પપ્પા પ્રેમ લક્ષણા પહેલું પગતીયું સહી. ૨૧.

**ફ**ફ્ફા ફુંફી મુકશે કાયા કાઢી સંગ–જીવ નોખો જાણજે આત્મા છે અભંગ. આત્મા છે અભંગ વિધા માયાનો વાસી–જીવ અવીધા માંહી ત્રીજુ પદ કહીએ, અવનાસી. ત્રીજું પદ પામ્યા તેની મુછે રંગ–ફફ્ફા ફુફી મુકશે કાયા કાઢી સંગ. ૨૨.

**બ**બ્બા બીજથી બન્યા નાના મોટા ઘાટ, ચાર ખાણ લક્ષ ચોરાસી સ્થુળ સુક્ષ્મ વેરાટ. સ્થુળ સુક્ષ્મ વેરાટ સ્થાવર જંગમ જાણી–બ્રહ્મા થકી પ્રગટ થયા ચાર વેદ ને વાણી. સજાતીય વિજાતીય સવગત ચૌદ લોકનો ઠાઠ–બબ્બા બીજથી બન્યા નાના મોટા ઘાટ. ૨૩.

**ભ**ભ્ભા ભેદ વેદનો જેણે જાણ્યો સાર–ભાગ ત્યાગ લક્ષણથી વિજ્ઞાનનો વિચાર. વિજ્ઞાનનો વિચાર ભાવાર્થી પુરો ધ્યાની–અર્થારથ ઉપદેશ તે નર પુરો જ્ઞાની. સંતસંગ તેવા સંતના ઉતારે ભવપાર–ભભ્ભા ભેદ દેવનો જેણે જાણ્યો સાર. ૨૪.

**મ**મ્મા માયા ત્રીવેધી ત્રણ પદ પ્રકાશ–મુળ માયા સરસ્વતી જ્ઞાન તણો મહીવાસ. જ્ઞાન તણો મહી વાસ મધ્ય માયા સાકારી–સંપતી લક્ષ્મી માત દેવોને સરજનારી. જીવો સરજ્યા અવિદ્યાએ તમો ગુણીની દાસ–મમ્મા માયા ત્રીવેધી ત્રણ પદ પ્રકાશ. ૨૫.

**ય**ય્યા આળસ તજીએ ભજીએ શ્રી ભગવાન–કામ ક્રોધ મદ લોભ તજી ધરીએ ધણીનું ધ્યાન. ધરીએ ધણીનું ધ્યાન જ્ઞાન ગુરૂનું લઇને–

છુટે લીંગ શરીર સરવેથી ન્યારા થઇને. કરણી કમાયા સાચની મુકી માન ગુમાન—ચચ્યા આળસ તજીએ ભજીએ શ્રી ભગવાન. ૨૬.

**ર**રા રામ એક આદી વીચારથી સમજ્ને ચાર—ચીંદા ભાસ આત્મા સંકટ ભાગવા અવતાર. સંકટ ભાગવા અવતાર ગતી રૂપ ઘટોઘટ કહીએ—સૃષ્ટી કારણ ત્રણ ચોથાને સમજી લઇએ. ચાર મળીને એક છે જો જાણે સઘળો સાર—રરા રામ એક છે આદી વીચારથી સમજ્ને ચાર. ૨૭.

**લ**લ્લા લાવો લીજીએ આવ્યો મનુષ્ય અવતાર—હરી ભજેથી છુટીએ લક્ષ ચોરાસી ભાર. લક્ષ ચોરાસી ભાર તાર એક તનમાં લાગે—અવિદ્યા ખસે દુર ભેતો ભવની ભાગે. રામ નામ વિસારીયું તે જનને ધીક્કાર—લલ્લા લાવો લીજીએ આવ્યો મનુષ્ય અવતાર. ૨૮.

**વ**વ્વા સરવે વેદમાં ખારા અખંડ અવીનાસ—શુક્ષ્મમાંથી સરવોતમ ચાર થયા પ્રકાસ. ચાર થયા પ્રકાશ બ્રહ્માએ મુખથી ભાખ્યા—રૂગ યજુ સામ અરથવ નામ એવાં ચાર રાખ્યા—પરા પસરંતી મધ્ય વીખરી ચાર વાણીનો વાસ—વવ્વા સરવે વેદમાં ખારા અખંડ અવીનાશ—૨૯

**શ**સ્શા સ્થુળ દેહીમાં કારણ સુક્ષ્મ લીંગ—ચાર શરીરના બીજની માહા કારણ છે સીંગ. માહાકારણ છે સીંગ ચાર અવસ્થા ચાલે—ચૈતન ભોગતા ચાર ખાતરી સૌની આલે. જ્ઞાની જનને ગમ પડે અજ્ઞાનીને ટીંગ—શશ્શા સ્થુલ દેહીમાં કારણ સુક્ષ્મ લીંગ. ૩૦

**ષ**ષ્ષા સુખની સેજમાં સુતું કેટલા દન—માગીને જસુસ લાવીયો ભાડે લીધું તન. ભાડે લીધું તન માની શું બેઠો મારૂં—સેણ સબંધે સૌ તલભાર નથી તારૂં—જન્મ મરણના ભે થકી ચેતો ચતુર જન—ષષા સુખની સેજમાં સુતું કેટલા દન ૩૧

સસ્સા સાર સત સંગમા આવે અપરમ બોધ—ઝવેરી થઇને કરીએ હીરા કેરી શોધ. હીરા કેરી શોધ કરે તે કીંમત સાચી—જાણે સૌવનો ભાવ રેય આનંદમાં રાચી. સુધ જ્ઞાનથી સરવેને આપીએ પરમોદ—સસ્સા સાર સંતસંગમાં આવે અપરમ બોધ. ૩૨

હહા હરીના ગુણ ગાતા લાગે સાની લાજ—ગુરૂએ જ્ઞાન બતાવ્યું કર્યું તારી કાજ. કર્યું તારી કાજ સાચાએ સરવણે કરીયું—કુડીઆ રહ્યા કઠોર હરીજને હિરદે ધરીયું. હરી ભજના આળસ તજો કાલ મુકી કરો આજ—હહા હરીના ગુણ ગાતા લાગે શાની લાજ—૩૩

સરણો સરજુદાસનો ગુરૂ લક્ષ્મીરામ—મુકામ અમદાવાદમાં દરીયાપુરમાં દામ. દરીયાપુરમાં દામ નાત બારોટ કેરી. મુકયો કળ કસબ માળા નીજ નામની પેરી—અર્થનો અનર્થ કરે તેની છબે ડામ. સરણો સરજુદાસનો ગુરૂ લક્ષ્મીરામ--૩૪

અક્ષર સરવે પુરા થયા ગુરૂએ પુરી આસ—બુધવાર ને વદી તેરસ હતો કારતક માસ. હતો કારતક માસ નવેમ્બર સ્વાતી સારી—ઓગણીસે સીતેરની સાલ અક્ષર કહ્યા વિચારી. તારીખ છવીસ શુભ જોગમાં સત બોલ્યા ભીખોદાસ—અક્ષર સરવે પુરા થયા ગુરૂએ પુરી આસ. ૩૫

---

## પદ ૭ મું ( રાગ ) ભજો સખી ગોવિંદ ગોવિંદ ગૌવપાળા.

રામ રંગ લાગ્યો મણીલાલ ભક્તને આદીરંગ વ્યાપી રહ્યો અંગી જગતને રામ.—ટેક.
સરજુ સ્વામી પ્રતાપે હરીગુણ ગાય છે રામરસ જ્ઞાન ગંગામાં નાય છે.
પ્રેમ પ્રિતી પામવા મોક્ષ ભગતને. ૧ રામરંગ લાગ્યો.
વહેપાર રામના નામનો થાય છે ધન ઘણું ગાડા ભમે લુટાય છે.
નારાયણ નામ નાણું વાપરે ભગતને. ૨ રામરંગ લાગ્યો.
હરીજનો આનંદમાં ઉભરાય છે હરીજનો દીલમાં બહુ દુભાય છે.

અધર્મી સમજે શુ વિચાર વગતને. ૩ રામરંગ લાગ્યો.
લક્ષ્મીરામ ચરણે ભક્ત ભીખો ગાય છે કીરતન કથામાં સુખીઆ થાય છે
વાલો દુઃખ દુર કર દેસ આસકતને. ૪ રામરંગ લાગ્યો.

## પદ ૮ મું ( રાગ ) ભરૂસાના નાથ છો તમે બેરૂ.

ભક્ત મણીલાલ રામના રશીઆ, રાય રણછોડ હિરદામા વશીઆ; ભક્ત. ટેક
સેવક સરજુદાસના સાચા, મુખે રામ રટણની વાચા;
નહી કીરતન ભક્તિમાં કાચા. ૧ ભક્ત મણીલાલ.
કથા સુણવા હરીજનો જાય, તાળી પાડી હરી ગુણ ગાય;
હોય પાપી તો પાવન થાય. ૨ ભક્ત મણીલાલ.
લાગ્યો રણછોડજીથીરે રંગ ભારે, મહીને સુદાડે છે સંગ;
જઇને નાવા ગોમતી ગંગ. ૩ ભકત મણીલાલ.
જાત્રા જવાના દીવસ આવે, સુદેસંગ માતે નામ લખાવે;
દીવસ પંદર પહેલાં ચેતાવે. ૪ ભક્ત મણીલાલ.
ફાગણ સુદ બારસ સારી, શુક્રવારે કરી છે ત્યારી;
છવિસ તારીખ ફેબરૂવારી. ૫ ભક્ત મણીલાલ.
ધોડાસરમાં પહેલો વાસો રહ્યા, બીજા દીવસે કરોલી જઇયા;
જમી લાડુને સુખીયા થઇયા. ૬ ભકત મણીલાલ.
ત્યાંથી સંગ ચાલ્યો મધ્યે રાતે, સીયાત બોરડી પોક્યા પ્રભાતે;
ઓવરપાળે કથા કરી ખાંતે. ૭ ભક્ત મણીલાલ.
ત્યાંથી ચાલ્યા ડાકોરની વાટે, સર્વે નાયા ગોમતી ઘાટે;
શ્રી રણછોડનાં દરશન માટે. ૮ ભકત મણીલાલ.
બહુ લાભ બાપાલાલે લીધો, ધર્મ શાળામાં ઉતારો દીધો;
ચાર દીવસ રામરસ પીધો. ૯ ભકત મણીલાલ

હરી મંડળમાં ઘણો ઉમંગ, હોળી રમી ઉડચો રંગ.
રામ રંગમાં રંગાયો સંગ. ૧૦ ભક્ત મણીલાલ.
કંકુ કેસરની પુજાયુ થાય, તોરા ગજરા ને હાર નંખાય.
સીરો પુરી ને લાડુ જમાય. ૧૧ ભક્ત મણીલાલ.
થઇ રણછોડરાયની મેર, હરીજનો આવ્યા સર્વે ઘેર.
નીત્ય કથામાં લીલા લેર. ૧૨ ભક્ત મણીલાલ.
લક્ષ્મીરામના સેવક છઇએ, હમે ગુણ તમારા ગાઇએ.
દાસ ભીખાને ચરણમાં લઇએ. ૧૩ ભક્ત મણીલાલ.

**પદ ૯ મું ( રાગ ) આવોને મારા રઢીયાળા રણછોડરે.**

આવોને હરીજનો સતસંગ કરવા સારૂરે, સતસંગ વિના અજ્ઞાનનું અંધારૂરે ૧
સતસંગ કરતાં વિચાર કરીએ કેવારે, નવ લક્ષણતો ભક્તિના સીખી લેવારે ૨
પ્રેમલક્ષણા પહેલું પગથીયું સાચુરે, ભક્તિ વિના તો મર્મ જાણજે કાચુરે ૩
કર્મ ઉપાસના ક્રીયા કરવી જોઇએરે, સુધ જ્ઞાન લઇને સંસ્ય સઘળા ખોઇએરે ૪
સુરતી સમૃતી સમદમ વરતી રાખોરે, હરીગુણ ગાઇને રામરસ અમૃત ચાખોરે ૫
અમૃત ચાખતાં અધર્મ અલગા થાયરે, લીંગ વાસનાના આવરણ ટુટી જાયરે ૬.
તમપદ ટુટી તત્વમાં સમાયરે, જીવપણુ છુટી શીવસત બ્રહ્મ દરશાયરે ૭
તમ તત્વપર અનંભે અશીપદ ગાજેરે, તે પદ ઉપર માયા અતીત બીરાજેરે ૮
પરબ્રહ્મ નીસ્ટક ગુરૂ શોધીએ પુરારે, જ્ઞાન વિજ્ઞાનમાં સમજે નહી અધુરારે ૯
લક્ષ્મીરામ ચરણે દાસ ભીખાની વાણીરે, મોક્ષ માર્ગનો રસ્તો લેજો જાણીરે૧૦

**પદ ૧૦ મું રાગ પુરણ ભાગ જાકે.**

પુરણ બ્રહ્મને ભજવાથી, સંસાર સાગર તરીયે;
ૐમકારનું ધ્યાન ધરીને, મોક્ષપદમાં ઠરીએ. પુરણ બ્રહ્મ ૧
તીલક છાપ તુળસીની માળા, હરીજનો અંગે ધરીએ;
સીવપુરાણનો શ્લોક કહે છે, જ્ઞાન માર્ગે અનુસરીએ. પુરણ બ્રહ્મ ૨

રામ મંત્ર તારીક મત્ર, નીજ નામ ઓચરીએ;
ગીતાજીમાં કૃષ્ણ કહેલું ૐમનું ધ્યાન ધરીએ. પુરણ બ્રહ્મને ૩
દેખા દેખી દરશન કરવા, ડેરા મંદીર ફરીએ;
જ્ઞાન ધ્યાન ને દાનવીના, તસ્કર તુલે ઠરીએ. પુરણ બ્રહ્મને ૪
શાસ્ત્ર વેદ પુરાણ વાંચીને, આનંદ ઉરમાં ધરીએ;
દાસ ભીખો કે ગુરૂ પરતાપે, સંત સમાગમ કરીએ. પુરણ બ્રહ્મને ૫

## પદ ૧૧ (રાગ) હરીનો મારગ છે સુરાનો

ૐ ૐ તો સોંઘો કહીએ, ૐ ના જાણ્યો મુદે જોને.
ૐ નું જ્ઞાન થોડા થોડું, રાખવું જોઇએ રૂદે જોને. ટેક. ૧.
ૐ ના સ્થળો કેટલાં કહીએ, સમજવો તે સાર જોને.
સુંવ જ્ઞાન લઇ સંસાર સાગર, ઉતરીએ ભવપાર જોને. ૨.
કયા સ્થળમાં ઝાડ પહાડ માનવ, કયા સ્થળમાં દેવ જોને.
કયા સ્થળમાં ઇશ્વરો છે, કરીએ કોની સેવ જોને. ૩
કયા સ્થળમાં વેદ નારાયણ, કહીએ પુરૂષ પુરાણી જોને.
દાસ ભીખો કહે પ્રભુ પ્રેક્ષ, તેમને લેવા જાણી જોને. ૪

## પદ ૧૨ (રાગ) ઉપરનો

ૐ ના સ્થળો પાંચજ કહીએ, સમજવાનો સાર જોને.
ચાર સ્થળો તો માત્રા સુધી, પાંચમું બીંદુ ધાર જોને. ટેક. ૧
ૐ ના વિશે વિશ્વ આખું, ૐમાં વેદ ચાર જોને.
ચાર વેદ ચાર સ્થળે સમજો, પાંચમો સુક્ષ્મ સાર જોને. ૨.
ઉકારમાં તો ઝાડ પહાડ માનવ, મકારે કોટીક દેવ જોને.
અકારમાં તો ઇશ્વરો છે, કરીએ તેમની શેવ જોને. ૩.
માત્રા મહી તો વેદ નારાયણ, પુરૂષ પ્રભુ કહીએ જોને.
તેના ઉપર બીંદુ બીરાજે, પરબ્રહ્મ સમજી લઇએ જોને. ૪.
અખંડ અચળીત અવીનાશી છે, નહી ચળ નીરાધાર જોને.
દાસ ભીખો કહે લક્ષ્મીરામ ચરણે, બીંદુ બાવન બહાર જોને. ૫.

### ધોળ પદ ૧૩ (રાગ) સતગુરૂ સહાય કરોને એક વારરે.

સરસ્વતી સહાય કરોને હમારીરે, હાથ જોડી અરજ કરૂંછું તમારીરે,
ગાવું ગુણ ગોવિંદના હેત આણીરે, વાલે મારી અંતરની વૃત્તી જાણીરે. ૧.
અંતર જામી અંતરમાં કેમ કરી જાણુંરે, સાક્ષી રૂપે આતમનું પ્રમાણુંરે.
જેવી રીતે મેદીમાં લાલી સમાયરે, તેવી રીતે રહ્યા છે વિશ્વના રાયરે. ૨.
નીરાકાર નમાગુ કરૂં જુગદીશરે, સાકાર ચરણે ભીખો નમાવું શીશરે.

### પદ ૧૪ (રાગ) આળસ ભજને અભાગીયા.

ભાવે ભજો પરીબ્રહ્મને, રૂદીયે હેત આણી.
મોક્ષ તણું પદ પામવા, લેજો તેમને જાણી. ટેક. ૧.
ધ્યાનમાં બેસીને રાખીએ, મધ્ય આકાસે વરતી.
વાસના વીસયોની દુર કરો, હોય સારી કે નરતી. ૨.
ના દેખ્યા તેથી નીરાકાર, નામ આકાર એ છે.
જ્ઞાન ગતી સૌમાં પડી, ઉંચાં સ્થળમાં રેછે. ૩.
માયાની આંખેથી દેખીએ, સૌ માયા દેખાય.
જ્ઞાન આકાર મુળ બ્રહ્મનો, લખ્યો ગીતા માંહી. ૪.
ભુતીક દેહ સૌ આપડા, અભુતીક એને.
ભીખો કહે બ્રહ્મ ઓળખ્યા, જ્ઞાની કહીએ તેને. ૫.

### પદ ૧૫ (રાગ) જેણે ભજ્યા જદુરાયા.

તે જીવને બહુ પાપ કહે છે હું બ્રહ્મ આપ. ટેક.
બ્રહ્મ બનીને વીશ્વમાં ફરતો, કેમ કરે તીલક છાપ. કહે છે. ૧
આનંદ રૂપ તો બ્રહ્મને કયા છે, તારે તો ત્રીવીધી તાપ. કહે છે. ૨
સર્વે જગતને બ્રહ્મ કહીએ તો, કુણ બેટો કુણ બાપ. કહે છે. ૩
સૌવ શક્તીમાન બ્રહ્મને કયા છે, તું કોનો જપે છે જાપ. કહે છે. ૪
દાસ ભીખો બ્રહ્મ વાદીને પુછે, કેમ દેય રૂસી શ્રાપ. કહે છે. ૫

### પદ ૧૬ (રાગ) ઉપરનો.

જેણે ભજ્યા નહી રામ, મીથ્યા ભક્તનું નામ. ટેક.
તત્વ ગણીને તારણ શું કાઢ્યું, કયો તત્વ આત્મામાં. ૧ મીથ્યા
નીરગુણ વાણીનો મરમ ન જાણ્યો, ભલે ગાયો દીન જનમ. ૨ મીથ્યા
પંચ રાત્રી શાસ્ત્રમાં કહ્યું છે, સાકાર નીરાકારથી કામ. ૩ મીથ્યા
સાકાર બ્રહ્મ નીરાકાર ગતી, એવા પ્રકાશે છે સામ. ૪ મીથ્યા
ભક્તિ કરેથી ભવપાર પડીએ, નહી બેસે દોકડો દામ. ૫ મીથ્યા
દાસ ભીખો કહે લક્ષ્મીરામ ચરણે, પાપીના હૈયે ડામ. ૬ મીથ્યા

### પદ ૧૭ (રાગ) જુમના કીનારે મારો વાલો.

હરિ હર નીસરૂદીએ ધારો, તેથી સફળ થશે જનમારોરે. ટેક. હરી
જ્ઞાન રૂપી બાણ ગુરૂ પાસેથી લૈને, કાળ ક્રોધને મારોરે. ૧ હરી
લક્ષચોનીમાં જીવ ફરવાનો, ભક્તિ વીના નહી નીસ તારોરે. ૨ હરી
અજ્ઞાન સરવે અળગુ થવાથી, જ્ઞાન ગતી આત્મા તમારોરે. ૩ હરી
દાસ ભીખો કહે ગુરૂ પરતાપે, મોટી મન વરતીને વારોરે. ૪ હરી

### પદ ૧૮ (રાગ) ઉપરનો.

આતો દેહા દ્વારકા ગામ છે, તેમાં વસતા સુંદીર સામ છે રે. ટેક. આતો
નંદ વાસુદેવ બે સીલને સંતોષ, દેવકી દયાનું ધામ છે રે. ૧ આતો
અનંત ગોપીયુ રાસ રમે છે, તેતો વરતીયુંનો મુકામ છે રે. ૨ આતો
જ્ઞાન વૈરાગ માહી ગોવાળને સમજો, કૃષ્ણ તે આત્મારામ છે રે. ૩ આતો
કાળ ક્રોધ માંહી કંસને ધારો, છ વિકારો સેન્યાનું નામ છે રે. ૪ આતો
દાસ ભીખો કહે ગુરૂ પરતાપે, હરી ભજવાની મારે હામ છે રે. ૫ આતો

### પદ ૧૯ (રાગ) મીલનો સંતનહી કોનીકો

મોરે પ્રભુ તોરી છબીયા હે ન્યારી, મેં કયા જાનુ તુમારી. ટેક. મોરે
તોરી છબીયામેં સબ જુગ મોયો, મોયા જનક દુલારી. ૧ મોરે

ચોવીસ રૂપ તોરી છબીયામાં બસરહે, ભક્તનકે હીતકારી. ૨ મોરે
વેદ પુરાણ કહત પુકારી રૂસી મુની આચારી. ૩ મોરે
લક્ષ્મીરામ ચરણે દાસ ભીખાકુ ભવજલ લયો ઉબારી. ૪ મોરે

## પદ ૨૦ (રાગ) કાફી ધીરાનો

જેણે મુરતી ના માનીરે, મુરખનો મુરખ રહ્યો.
તેણે વરતી કયાં રાખીરે, સાને આધાર ભક્ત થયો. ટેક.
જોગી જતીને રૂસી માત્મા મુરતીને પુજે સૌવ.
મતવાદી નથી માનતો, તેને શાસ્ત્ર આધારે કૌવ.
જેણે ભેદ ના લીધોરે, સ્વાન સરખો થયો. જેણે ૧.
કાજી થઇને કુરાનને માને. કબરે ચડાવે ફુલ,
હીંદુ થઇ મુરતીને ન દે તેનું ખેર સરીખું સુલ:
તે ધ્યાન સાનુ ધરતો રે, નામ તો આકાર ભયો. જેણે ૨.
કોઇ કહે છે નીરાકાર છે, કોઇ કહે છે નીરગુણ,
ગુણ વિનાના પ્રભુને ભજે, તારૂ કલ્યાણ કરશે કુણ:
આતમ તારો છુટીરે, છુટયા પછી સામા ગયો. જેણે. ૩
મતવાદી તો મતથી કહે છે, કોણ કૃષ્ણ કોણ રામ,
દાસ ભીખો કહે લક્ષ્મીરામ ચરણે, અજાનીને દેવો ડામ;
સ્વાદી ભ્રમ માનીરે, મુરતીને માન દીયો. જેણે. ૪

## પદ ૨૧ (રાગ) ઉપરનો.

તમે સીતારામ કહેજોરે, હરીજનો ભાવ થકી.
વાલો તમુ પર રીઝશેરે, સીતાપતી રામ નકી. ટેક.
અંગદ સુગ્રીવ હનુમાનજી, નળ નીલ જાંબુવાન.
અઢાર પદમ જોયણ દળ લીધું, જોવા રાવણનું અભીમાન.
એવા સમુદ્ર સેતુ બાંધવારે, વાલે મારે કીધી વકી. તમે. ૧

વિભિક્ષણને લંકા સોંપી, રાવણનું કર્યું મરણ.
સલ્યાની વાલે અલ્યા બનાવી, પદરજ ઉડી ચરણ.
એવા અસુરોને હણીયારે દેવોની સાથે પ્રીતી પકી. તમે. ૨.
જટાયુ ગીધ્ર ગજ ગુણુકા તારી, સવરીના જમ્યા બોર.
મથુરામાં મામા કંસને માર્યો, નંદના ચાર્યા ઢોર.
વાલે સુદામા સાથેરે, સલીતા તીરે સરતુ બકી. તમે. ૩.
સેનો સજનો સુત્રનવા, અજામેર અધંમ.
ચોખામેર ઢેઢનું ઢોર તાણ્યું, સામળા રાખી શી શરમ.
એવા કરમાબાઇની ખીચડીરે, ખાતાવાલો ગયા છકી. તમે. ૪.
નરસી મેતાને હાર આરોપ્યો, ને મીરાનું પીધું ઝેર.
વણઝારા થઇને પોઠ લાવ્યા, કબીર ભક્તના ઘેર.
ગુરૂ ગોવિંદ ચરણેરે, ભીખાનું મન રહ્યું ભભકી. તમે. ૫.

### પદ ૨૨ (રાગ) રામ નામ લાડવા.

રામ ગુણ ગાતા મુરખ સરમાય છે, જોને તારૂં એળે જોબન વહી જાય છે. ટેક.
હરીજનો જ્ઞાન ગંગામાં નાય છે, મુરખો તો પાપના પુરમાં તણ છે. ૧.
હરીજનો તાળી પાડીને ગાય છે, મુરખો તો ભાણું ભરીને ખાય છે. ૨.
હરીજનો નીત્ય કથામાં જાય છે, મુરખો તો અજ્ઞાનની ઉંઘે ઘેરાય છે. ૩.
ભગત ભીખો રામના રંગે રંગાય છે, માથે મારે ગુરૂ ગોવિંદની સહાય છે. ૪.

### પદ ૨૩ (રાગ) તુંતો પેલું શું બોલ્યો ગોવાળીરે.

રીતારામને ભજેથી સુખ થાયછેરે, તેથી જન્મ મરણ દુઃખ જાયછેરે. ટેક. રા.
વાલે પ્રથમ પ્રેલાદને તારીયોરે, તેલ કઢાથી સુત્રનવા ઉગારીયોરે. ૧. રા.
વાલે અલ્યાને ઓધારી ચરણથીરે, પેલા હસ્તીને ઉગારીયો મરણથીરે. ૨. રા.
જન સજના કસાઇને તારીયોરે, હરણ માટે તો પારધીને મારીયોરે. ૩. રા.
વાલો ભક્ત તણે વસ થાયછેરે, ગુરૂ પ્રતાપે ભીખો ગાયછેરે. ૪. રા.

**પદ ૨૪ (રાગ) રામ સુમીર રામ તોરે કામઆયગા.**

રામ ભજો રામ ભજો ભક્ત જનો ભાઈ.
ભક્ત જનો ભાઇ રામા ભક્ત જનો ભાઇ. ટેક. રામ ભજો.
ઝાડ પહાડ તાડ હુવા જીવ આત્મા.
જડ જીવ વાહાકુ કહે, મનુસા દેહી નાઇ. રામ ભજો. ૧.
સ્વાન સીંહ ગોવા હુવા, બકરી બીલાઇ.
અવાચક આત્મા એહી કેસે ગુણ ગાઇ. રામ ભજો. ૨.
સર્પ હુવા સાહા હુવા, પેટસે ચલાઇ.
મોર મેના શુક હુવા ઉસમે સુખ નાઇ. રામ ભજો. ૩.
ચોરાસી લક્ષ યોની છોડી, મનુશા દેહી પાઇ.
દાસ ભીખો બીનતી કરે, હરસે હેત લાઇ. રામ ભજો. ૪.

**પદ ૨૫ (રાગ) ઘોળ. મોહન મલપતા.**

હરીજનો બોલજો રાધે કૃષ્ણરે, તમ પર પ્રભુજી થસે પ્રસન્નરે. ટેક.
ગોકુળ ગામ લાગે બહુ સારૂરે, નંદજીનું નામ અતી બહુ પ્યારૂરે.
જાદવો ગોવરધન પુજવા જાયરે, નંદજીને હરખ હઇએ ના માયરે.
એક રૂપ ગીરવર કેરી સાથેરે, બીજા રૂપ ઝાલ્યો નંદજીના હાથરે.
જાદવો જોઇને વીસમ પામ્યારે, એક રૂપે અડીને બીજા રૂપે સામારે.
ઇંદ્રને ગર્વ ચડયો તેણી વારરે, બાર મેઘ વરસાવ્યા મુસળ ધારરે.
સુરપતી ગર્વ ગયો છે હારીરે, ગીરવર તોળી કેવાણા ગીરધારીરે.
ગોવરધન પુજી જાદવો જાયરે, દાસ ભીખો ગુણ પ્રભુના ગાયરે.

**પદ ૨૬ ( રાગ ) ભરૂસાના નાથ છો તમે મેરૂ.**

વીઠલ વહેલા આવજો મારી વારે, હરી હમને ભરૂસો ભારે ટેક
વાસે ભક્ત પેલાદને તાર્યો, મારા હરીએ હરણાકંસ માર્યો.
દાસ જાણીને થંબથી ઉગાર્યો. વીઠલ ૧

વાલે નરસી મહેતાની સારૂ, મામેરૂં લાવ્યા રદીયાળુ.
વાલે બોલેલું વચન પાળુ વીઠ્ઠલ ૨
વાલે ધના ભક્તના માટે સંત થઇને મળ્યા પ્રભુ વાટે.
ધઉં આપ્યા વેણુના સાટે. વીઠ્ઠલ ૩
જ્યારે ધર્મમાં પડી ગઈ ખામી, ત્યારે થયા રામાનંદ સ્વામી
દાસ ભીખો ગાયા સીસ નામી, વીઠ્ઠલ ૪

## પદ ૨૭ ( રાગ ) જેણે ભજ્યા જદુરાયા.

સંત સાચુ સૌવકે છેરે, માથે કાળનો ભેછે. ટેક.
ભગવત ભજેથી ભવ ભેનાસે, શાસ્ત્ર સમૃતી કેછેરે માથે ૧
કર્મ ઉપાસના ક્રીયા કરાવિણુ, વાસના વિસયોમાં રહે છેરે. માથે ૨
જૈનનાથ બીજા કબીરપંથી, સૌવ સૌવનો મત લેછેરે. માથે ૩
આદી રામતો અખંડ અગોચર, સરવેના ઉપર એછેરે માથે. ૪
સુત્ર જ્ઞાન વિના મોક્ષ નથી મળતો શ્રુતીનો પોકાર એ છેરે. માથે ૫
દાસ ભીખો કહે લક્ષ્મીરામ ચરણે, જ્ઞાન જ્ઞાનીના રૂદે છેરે માથે. ૬

## પદ ૨૮ [ રાગ ] ઉપરનો.

જેને પરનારીસુ પ્રીતીરે, એતો અસુરની રીતી. ટેક.
વાત કરી વરણાગી બતાવે, છબ્યાએ લેકે છતીરે. ૧ એતો.
મદ ભરો મુવો મનમાં મકલાતો, સુરતા નથી સ્થીતીરે ૨ એતો.
જ્ઞાન વિના મુવો ગોથા ખાવાનો, ના. ચાલ્યો સાસ્ત્રની નીતીરે ૩
દાસ ભીખો કહે લક્ષ્મીરામ ચરણે, અંજ્ઞાનીને આડી ભીતીરે ૪ એતો.

## પદ ૨૯ [ રાગ ] વાલો સાચાનો સંઘાતીરે.

વારે વેલા આવોરે પીડા મારી જાણો છો ટેક.
સામળીયા વાલા તમે ધારો તે થાય સાચુ.
અમે કહીએ તે કાચુરે પીડા મારી ૧

સામળીયા વાલા ગુના જોસો તો છે ઝાઝા.
રાખો તો રહેશે માઝારે પીડા મારી. ૨
સામળીયા વાલા એકલડાના છો બેલી
મારી અરજી સુણજો વેલીરે પીડા મારી. ૩
ગુરૂ ચરણે ભક્ત ભીખાની વાણી.
અંતરમાં લેજો જાણીરે પીડા મારી. ૪

## પદ ૩૦ મુ [ રાગ ] ગીરધારી ગીરધારી ગોપાળ.

સુખકારી સુખકારી સામળીયો સુખકારીરે. ટેક.
આગળ અનંત અસુર માર્યા ભક્ત તણા દુઃખ બાળી. સામળીયો. ૧
સમુદ્રમાં સંખાસુરને માર્યો, વેદ લાવ્યા તમે વાળી. સામળીયો. ૨
હરણાકંસને નખે વધેરીયો, પેલાદ લીધો ઉગારી. સામળીયો. ૩
રામ અવતારે રાવણને માર્યો, દેવોના દુઃખ નીવારી. સામળીયો. ૪
ઇંદ્રતણો વાલે ગરવ ઉતારો ગીરીવર કરપર ધારી. સામળીયો. ૫
પંડવતણી વાલે પક્ષ કરીને કૌરવ નાખ્યા મારી. સામળીયો. ૬
સલ્યાની વાલે અલ્યા બનાવી અધમ ગુણકા ઓધારી. સામળીયો. ૭
સુધનવાની સાય કરીને તારી કઢા તમે દારી સામળીયો ૮
દાસ ભીખો કહે ગુરૂ પ્રતાપે પરબ્રહ્મ સરધા હમારી સામળીયો. ૯

## પદ ૩૧ [ રાગ ] મારા માથે ગુરૂની શીતળ છાયા.

ભક્તતોની ભીડે રૂપપ્રગટ કીધા અવતાર ધરીને હરી દરશન દીધાં ટેક.
હરણાકંસ માર્યો પ્રભુ પેલ્હાદ તારીયો, નરસિંહરૂપ મારા નાથે લીધા ૧ અવ.
વીભીક્ષણનું કાજ કીધું લંકાનુ રાજ દીધું, સીતાવાળીને ઘેર આવ્યા સીધા ૨ અવ.
કૌરવોને કાપ્યા ને પંડવોને થાપ્યા, વીદુરના ભાજના મેવા કીધા ૩ અવ.
સુધનવાને તારી લીધો મેતાને હાર દીધો, મીરાપર મેર કરી વખડા પીધા ૪ અવ.
ભીખો ભક્ત ગાયા ગુરૂ ગોવિંદની માયા,હરીગુણ ગાતા મારી ટળી અવીધા ૫ અવ

## પદ ૩૨ [ ચાબખો ] રાગ

ત્રિષ્ણુ સીવ ધર્મ આદી, ઠાલા કુટે મતવાદી. ટેક.
વિષ્ણુ ધર્મ તો પારસમણી છે, સીવ સોનું ચાંદી;
પંથ મારગ તો પીતળને કાંસુ, નાસતીક ઉપાધી. વિષ્ણુ. ૧
અઠાવીસ હજાર ઋષી કેવાણા, વિષ્ણુને ભજતા;
કલ્પો સુધી તપ આચરતા, ઉપાધીને તજતા. વિષ્ણુ. ૨
કર્દમ મુનીએ વિષ્ણુ સમરયા, પરમેશ્વર જાણી;
દશ હજાર વરસ તપ આચરીયુ, રીઝયા સારંગ પ્રાણી. વિષ્ણુ. ૩
ધ્રુજીને ધ્રુપદ આપ્યું, પોતાને બેસવા કેરૂં;
અમૃત પાવા સાહર વલોવ્યો, રવયો કીધો મેરૂ. વિષ્ણુ. ૪
સ્રષ્ટીની સ્થીતી કરવા, સતો ગુણના વાસી.
નીરગુણ સીરગુણ પાખુ પોતાની, આપે અવીનાસી. વિષ્ણુ. ૫
તેતાળીસ લાખ ને વીસ હજાર વરસની ચોકડી થાય છે પુરી;
ઇકોતેર ચોકડી મનુજી ભોગવે, વિષ્ણુના હજુરી. વિષ્ણુ. ૬
વૈવસ્વત મનુ સાતમો ઉતરે સરવે પ્રલે જવાના;
એક કલ્પમાં સાત મનુ થઇ ગયા, બીજા સાત થવાના. વિષ્ણુ. ૭
સ્રષ્ટી પહેલા બ્રહ્માજીએ, વિષ્ણુનું તપ કીધુ;
ચૌદ લોકને સરજવા સારૂ, વરદાન સાચુ દીધુ. વિષ્ણુ. ૮
અસંખ્ય જુગથી ચાલુ આવે છે, કહે છે વેદને વાણી;
ભીખો ભક્ત કહે પથ પરપોટા, સમુદ્ર માયલુ પાણી. વિષ્ણુ. ૯

## પદ ૩૩ ચાબખો (રાગ) ઉપર પ્રમાણે.

માનવી મુળવતુ જાણોરે, રૂદીએ દ્રેસ ના આણો. ટેક.
હરીજનો બીના હરી કથામાં પલળે નહી પાણો;
ચતુર હતા તે ચેતી ગયા, કાચો કાગડું દાણો. માનવી. ૧

ભેદ જાણ્યો નહી વેદનો ને, બારૂ સીદ તાણો;
પાત્રયાની સેજમાં તમે, સુંદર કયાંથી માણો. માનવી. ૨

માલના મુળની ગમ નથી ને, આગળથી બાણો;
ખોટ આવી ત્યારે રડવા બેઠો, બોલમાં બંધાણો. માનવી. ૩

પોતાનો સવારથ કરવા સારૂ, થઇ બેસે સાણો;
ભીખો ભગત કહે માયાનો લોભી, ત્રસણામાં તણાણો. માનવી. ૪

## પદ ૩૪ (રાગ) ચાબખો

કળીયુગ કઠણુ બહુ આવ્યો, અધર્મ અનીતી લાવ્યો. ટેક.

ચારે વ્રણોના ધર્મ ટુટયા, કર્મો કરે બહુ ખોટા;
અર્થના અનર્થ થવા લાગ્યા, જ્ઞાનમાં વળી ગયા ગોટા. કળીયુગ. ૧

વૈસ્ન કેડે સર્વે પડયા, માંસ મદીરાના આહારી,
ગાંજો તમાકુ અફીણના ભોગી, ઝાઝા થયા અનાચારી. કળીયુગ. ૨

ધર્મ સ્થાપવા આપે આવ્યા, રામાનંદ સ્વામી;
ચાર સંપ્રદાઇ સાત અખાડા, બાંધ્યા બહુ નામી. કળીયુગ. ૩

બાર પંથ ને બાવન દુવારા, સેવક સ્વામીજી કેરા;
મલેછ હશે તે ટુટસે મહીથી તેના ફોગટ ફેરા. કળીયુગ. ૪

ઋપીને તાર્યા ને સંત ઓધારીયા, વૈસનું આચારી;
ભીખો ભકત કહે લક્ષ્મીરામ ચરણે, સમજો નર ને નારી. કળીયુગ. ૫

## પદ ૩૫ (રાગ) ચાબખો.

જોઇલો કળયુગના ચાળા, બદલા સરવેના ઢાળા. ટેક.

ચોટલી ચુકયા ને બુસ મુકયા કોટ પહેરા કાળા;
નારી સરીખા સગથા પાડે, દેખાવા રૂપાળા. જોઇ લો. ૧

ફેંપાડા મુકીને પાટલુન પેર્યા, પાઘડી મુકીને ટોપી;
પેરણ અંગરખા અળગા કર્યા, ખમીશ જાકીટ રયાઓપી જોઇ લો. ૨

નારીનો નવો સણગાર જોઇને, પતીને લાગે સારૂ;
ચોળી કાપડુ કાઢી નાંખ્યું પોલકુ લાગે પ્યારૂ. જોઇ લો. ૩

વાંકો સમથો પાડીને ચાલે, અંબોડામાં આંટી;
અલયુ મુકીને બંગડી પહેરે, કાંટા મુકીને કાટી. જોઈ લો. ૪
ગામઠી કોઇને ગમતું નથી ને યુરોપી માલ વપરાયો;
ભીખો ભક્ત કહે સતગુરૂ ચરણે સમો વરતે તે ડાયો. જોઈ લો. ૫

## -વિવેચન-

સત બોલવું એ સારૂં છે તેમ પ્રિય ભાઇઓ વિચાર કરીએ તો યુરોપી તથા પારસી પોતાની ટેક છોડતા નથી ને પોતાનો ધર્મ પાળે છે અને તેમના બાપદાદા વસ્ત્રો પહેરતા આવ્યા તે પ્રમાણે પહેરે છે ને કોટ ટોપી મુકીને પાઘડી નહી બાંધે તેમ તે બાઇયો પણ કાપડુ છાયલ તથા ચુડલો હાસડી નહી પહેરે ને પોતાની ન્યાતીમાં વપરાતો પેરવેસ પહેરશે.

## ચોપાઇ.

સમજે નહી ગુજરાત, જુજવી જુજવી સર્વેની નાત.
ગોરખ પરમો દાખટ ભાસ, તોય લાગ્યો નહી પાસ.

તેમ પહેરવેસ ઉપર નથી પણ આપણા ગુજરાતી સુંદર જાતીમાં જે સનાતન વિષ્ણુ ધર્મ મુકીને ઘણાક નાસ્તીક માર્ગોમાં પેસી ગયા છે.

## પદ ૩૬. ચાબખો.

મુરખાની નજર થઈ છે કાળીરે, રામ નામ મુકયુ વાળી. ટેક.
દાળદ્રીને નાવાનું નેમ છે, આળસુને હરી રસ ખારો.
ભોજન વેળાએ સર્વના પહેલો, ભજન વેળાએ બાહારો મુરખાની-૧.
પુન્ય કરવામાં પગલું ના માંડે, લેવામાં સૌના પહેલો.
ઉપરથી વેશ ઉજળો બતાવે, મહીંથી ઘણો મેલો. મુરખાની-૨.
પારકા ઘેર તો લુંટાવે લોકનું, પોતાના ઘેર થાય ગાંડો.
તમારા ઘેર ખાવું બોલ્યા નાહકનું, મારા ઘેર ભાણું સાનું માંડો. મુ.-૩
દીકરીની રોળ ખાવા સારૂ, તેના જમાઇને લડતો.
દીકરીના લુગડા કરવા પડે તો, બુદ્ધી વીનો બડબડતો. મુરખાની-૪

અવિદ્યામાં અંધ બનીને ચાલ્યો ચોરાસી વાટે.
ભીખો ભક્ત લક્ષ્મીરામ ચરણે, કહ્યું છે તારા માટે. મુરખાની-૫.

**પદ ૩૭ ચાબખો.**

અદ્વૈત મત બેચીને પેઠારે, પોતે બ્રહ્મ બની બેઠા. ટેક.
હું બ્રહ્મ ને તું બ્રહ્મ છો, બ્રહ્મ છે સૃષ્ટી સારી.
મનુસ પશુમાં ફેર ના દીઠો, એક લીધું સૌ ધારી. અદ્વૈત-૧.
કોઇને તેનો સંશય થાય તો, મત વાદી સાચુ કહાવો.
જીવને બ્રહ્મ તમે એકજ માનો, લક્ષણ કયાંથી બતાવો. અદ્વૈત-૨.
સચીદાનંદ તો લક્ષણ બ્રહ્મનું, જીવને શોક છે ઝાઝો.
જીવ ઇશ્વરને એક કહોછો, એવું બોલતા લાજો અદ્વૈત-૩.
મતવાદી કહે વીસ્યો ભોગથી, બ્રહ્મ બન્યો જે મેલો.
ભાન પોતાનું ભુલી ગયોને, માયામાં થઇ ગયો ઘેલો. અદ્વૈત-૪.
બ્રહ્મ હાર્યો ને વિસ્યો જીતા, અજ્ઞાનથી જ્ઞાન હાર્યું.
સુર્ય આગળ અંધારૂં લાવવા, મુરખે મનમાં ધાર્યું. અદ્વૈત-૫.
બ્રહ્મ તો અંતરજામી કહેવાય છે, તને ખબર નથી તારી.
બ્રહ્મ તો કેવળને તને ઘણો વળ છે, જોયું નહી વીચારી. અદ્વૈત-૬.
બ્રહ્મ શબ્દ તો સર્વેથી ચોખો, તેમાં મેલ આવે શાનો.
મતવાદી તો ધાબીનો કુતરો, નહી અહીંનો કે ત્યાંનો. અદ્વૈત-૭.
જીવ અવીદ્યામાં રહે છે એકલો, સીવ છે આત્મા રામે.
સતસંગ સાચી ક્રીયા કરે તો, એ જીવ સીવને પામે. અદ્વૈત-૮.
તારી ફુટી તેથી બીજાની ફોડી, બુદ્ધી ખોટી આપી.
ક્રીયા કર્મ ને ધર્મ તજાવ્યું, કળીયુગના પાપીરે. અદ્વૈત-૯.
નર સારી ક્રીયા કરે તો, નારાયણ સમાન થાએ.
ભીખો ભક્ત કહે સતગુરૂ સેવે, જન્મ મરણ તો૦ જાએ. અદ્વૈત-૧૦.

## પદ ૩૮ ચાબખો.

નાસ્તીક કહે છે હું જ્ઞાનીરે, મુરખો બેઠો છે માની. ટેક.
ગુરૂ થઇને પરમોદ આપે, બનાવે પોતાના જેવા.
તમે બ્રહ્મને હું પણ બ્રહ્મ છું, કરવી કોની સેવા. નાસ્તીક-૧.
બ્રહ્મને પાપ પુન્ય અડતું નથી, ને ક્રીયા કર્મ શીદ કરીએ.
આપણા વીના બીજા પ્રભુ નથી, દાવો કોનો ધરીએ. નાસ્તીક-૨.
હવન હોમ જુવો અગ્નીમાં હોમીએ, આપડા હાથ શું આવે.
આપણે ખઇએ તો થઇએ માતા, એવું કહી સમજાવે. નાસ્તીક-૩.
ચોવીસ અવતાર તો આપડા જેવા તેમને પુજે સુપાયો.
તું સેવક ને હું તો દેવ છું, પુજાપો ધર મારી સામો નાસ્તીક-૪.
આપે બુડયા એથી સેવક ડુબ્યા, પથરાનું નાવ કેમ તરશે.
બીખો ભક્ત કહે નાસ્તીક માર્ગી, લક્ષ ચોરાશીમાં ફરશે. નાસ્તીક-૫.

## પદ ૩૯ ચાબકો.

જીવશીવ માયાથી આદીરે, જીવને વળગી ઉપાદી. ટેક.
વિધા માયામાં ઇશ્વર રહે છે, જીવ અવીધામાં જાણો.
જ્ઞાન ક્રીયાથી જીવ પણ છુટે, પછી શીવ સમાન પ્રમાણો. જીવ-૧.
સચીદાનંદ તો આત્મા ઇશ્વર, જીવને જંજાળ ઝાઝી.
રેણી ક્રીયા વીના છુટશે કેમ કરી, વીચારો પંડીતને કાજી. જીવ-૨.
સડ આત્માને અંશ આત્મા ચોથે જીવ શીવ કહીએ.
જડ ચેતન ને અલ્પ જીવ ને સરખાં કેમ કરી લહીએ. જીવ-૩.
જીવપણું છુટે ને વાસના ટુટે, શીવપદ પામે સાચુ.
સતસંગ સાધન ને જ્ઞાન ક્રીયા વિના, જાણજો સઘળુ કાચુ. જીવ-૪.
બારથી રેવાને કેવળની વાણીથી, ભરમાઇને બ્રહ્મ થૈ બેઠા.
તે જાણે છે હમે તરી જઇશું, ઉલટા પાપમાં પેઠા. જીવ-૫.
રહે છે માયામાં ને જાણજો ન્યારા, બીંબ છે પ્રીબ્રહ્મ કેરૂં.
બીખો ભક્ત કહે લક્ષ્મીરામ ચરણે, સમજ વિના અંધેરૂં જીવ-૬.

**ગરબી પદ ૪૦ [ રાગ ] ઓમારા વાલારે દુ:ખ કોને ટેક**

સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા, બ્રહ્મપદ જોવાને સંસ્ય ખોવા.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા ટેક
સંતસંગ સીડીએરે પહેલો પગ દીધો, પ્રેમ લક્ષણાથી વિચાર કીધો.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા.
નવલક્ષણ લઇનેરે નીરમળ થઇએ, બીજા પગથીયાની ઉપર જઇએ.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા,
સુરતી સમૃતીરે સમદમ આવી, જ્ઞાન વૈરાગને ભક્તિને લાવી.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા.
નીસ્કામ કરણીરે વાસનાયુ ત્યાગી, ચોથા પગતીએ થઇએ અનુરાગી
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા,
તમપદ તોડીરે તત્વમાં ચાલો, તુરીયા તત્વમાં રમે મારો વાલો.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા, ૫
સોન મંડળનીરે સોભા બહુ સારી, તેજ અપાર તેની ખુબી છે ન્યારી.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા; ૬
તે પદ ઉપરરે અસીપદ ગાજે, અનંત તેજ તુરીયા અતીત બીરાજે.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા; ૭
કાળ રહ્યો કંપીરે ત્યાં વેદનું ના ચાલે, અગમ અગોચર અખંડ બ્રહ્મ મહાલે.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા; ૮
લક્ષ્મીરામ ચરણેરે ભીખો ભક્ત ગાય, જ્ઞાન ચક્ષુ લહીએ તો બ્રહ્મ દર્શાય.
સખી મારી ચાલોરે બ્રહ્મપદ જોવા; ૯

**થાળ પદ ૪૧ [ રાગ ] જમો મારા વાલા ચમર ઢોળું.**

આવો મારા વાલા જમવા સારૂ, ચમર ઢોળાવું ને આરતી ઉતારૂં.
આવો મારા વાલા જમવા સારૂ; ટેક.
જમુનાના જળ ને સોનાની ઝારી, દાતણ કરજો દેવ મોરારી.
આવો મારા વાલા જમવા સારૂ; ૧